# નાની મિત્ર અને જાની મિત્ર

યાને

## મતલબીઆ અને જીવજાન દોસ્તની વાત.

બાદશાહ અને વજીરનો

સંવાદ.

બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

જાની.

ભગુભાઈ રામશંકર આ. મા. ગ.

બ્રાંચ સ્કૂલ સૂરત.

સૂરત, વિકટોરિયા પ્રેસમાં

મંછારામ ઘેલાભાઈએ

છાપ્યો.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કિમ્મત આના ૨.



# અર્પણ પત્રિકા.

પરમસ્નેહી જમીએતરામ
ક્રીપાશંકર ત્રીવેદી.

આપની મારી સાથે જ્યારથી મિત્રતા થઇ ત્યારથી . આપ મારી સાથે સરખીજ રીતનો પ્રેમ દર્શાવતા આવેલા છે॰ તેથી આપનું નામ આ લઘુ ગ્રંથની સાથે સામેલ રહેવા એ આપણને અર્પણ કર્યો છે.

કર્ત્તા.
**ભ. શા. જાની.**
વતની એરથાણના.





# પ્રસ્તાવના.

આ ચોપડી બનાવવાનો હેતુ એમ ઉમંન થયો કે મને મિત્ર પરિક્ષા વિષે લખવાની બાબતમાં કેટલોક વખત થયાં વિચાર હતો. તે હેતુ પાર પાડવામાં [illegible] “નાની મિત્ર અને જાની મિત્રની વાત” મેં જોડી ક-હાડી અને દુરસ્ત લાગવાથી પબ્લીક આગળ મૂકી છે. એમાં સુજ્ઞ વાંચનારાઓ જો કાંઇ ગુણદોષ યા ન્યુનાધિક હોય તો તે દરગુજર કરશો.

કર્તા.
ભ. રા. જાની.
વતની એરથાણના.

3233

# *નાની મિત્ર અને જાની મિત્ર

યાને

## મતલબીઆ અને જીવજાન દોસ્તની વાત.

### બાદશાહ અને વજીરનો સંવાદ.

એક વખતે એક બાદશાહ અને વજીર ફુરસદની વેળાએ વાતો કરતા હતા તે દરમ્યાન વજીરે પૂછયું કે ઝાંહાંપનાં આપને કેટલા મિત્ર છે?

**બાદશાહ**—વજીર તારે આ વાત પૂછવાનું શું કારણ છે?

**વજીર**—બંદેનવાજ હું ફક્ત જાણવાજ માગું છું.

**બાદશાહ**—પણ તારે જાણવામાં કંઇ નેમ હોવી જોઇએ.

**વજીર**—નેમ તો કંઇજ નહિં—હું ફક્ત તમારા મિત્રો કેટલા અને તેઓ કેવા છે તેજ જાણવા માગું છું.

**બાદશાહ**—કેવા એટલે?

**વજીર**—એટલે વળી શું પૂછો છો—એ તમારા મિત્રો નાની છે કે જાની?

**બાદશાહ**—અરે પણ મારે તો બધા ૩૨ મિત્રો છે અને તેઓ બધા મારા જીવ જાનના મિત્ર છે. તેઓ મારા દરેક રમતગમતના તથા ખાના

* નાની એટલે રોટલીખાઉ અને એ ઉપરથી મતલબીઆ.

પીનાના હંમેશના સાથી છે. પણવજીર હું તને પૂછું છું કે તારે કેટલા મિત્ર છે?

**વજીર**—બંદેનવાજ મારે તો ફક્ત દોઢ મિત્ર છે અને તેમને હું પણ મારા જીવજાનના મિત્ર સમજું છું.

**બાદશાહ**—ત્યારે મને એ તારા દોઢ મિત્ર દેખાડ.

**વજીર**— નહિં બંદેનવાજ મને તમારા ૩૨ મિત્ર પ્રથમ બતલાવો અને હું પછી મારા દોઢ મિત્ર બતલાવું.

(આ પ્રમાણે ઘણી રકજક થયા પછી)—

**બાદશાહ**—ઠીક છે ત્યારે.—એમ કહી પોતાના મિત્રોને કેહેણ મોકલ્યું અને એક ચીઠી લખી તેમાં એમ લખ્યું કે હું તમારામાના દરેક જણને ત્યાં એક એક દીવશ મારા વજીર સાહિત મુલાકાતે આવવાનો છું.

**મિત્રો** (બાદશાહની આ ચીઠી ઉપરથી સઘળા એકઠા થયા અને મનમાં)—અરે વળી આ બલા ક્યાંથી વળગી તેની સાથે વળી ઘણી ઘણી જાતના અંદેશા ઉસંન થયા પણ જ્યારે વિચાર કરતાં કંઇજ ન સમજાયું ત્યારે તેઓએ આખરે ઠરાવ કીધો કે ગમે તેમ કરી પણ જ્યારે બાદશાહે કહેવડાવ્યું ત્યારે એની પરોણાગત તો કરવીજ; કારણ જ્યારે બાદશાહ પોતે આપણને પોતાની દરેક રમત ગમતમાં તથા ખાના પીનામાં હંમેશ સામેલ રાખે છે અને તે આપણને પોતાના જીવજાનના

દોસ્ત ગણે છે (મનમાં આપણે બધા મતલબીઆ છીએ તોપણ) ત્યારે એની બારોબાર પણ પરોણાગત કર્યા વીના તો છેક છૂટકોજ નથી. પછી સૌ બાદશાહને માન અકરામ આપવાની તૈયારીમાં પડયા. ઠરાવેલે દીવસે પાદશાહ પોતાના વજીર સહિત પોતાના એક મિત્ર જેને ત્યાં પ્રથમ જવાનો નિશ્ચય કીધો હતો તેને ત્યાં ગયા. ત્યાં પોતાના બીજા મિત્રો પણ હાજર થયા હતા અને બાદશાહને માન અકરામ આપવાને ખાતર ઠરાવ પ્રમાણે એક જૂદોજ બંગલો સણગાર્યો હતો, રોષની કીધી હતી, સારાં સારાં ખાંનાં બનાવ્યાં હતાં. ખડેખડો નાચ રંગ ઝામી રહ્યો હતો એ વીગેરે બડો ઠાઠ માઠ બનાવ્યો હતો. પણ સૌ ઊપલગ. આ સઘળા ઠાઠથી બાદશાહ તથા વજીરને ખુશખુશ બનાવી નાખ્યા. બડી બડી વાતો ચાલી અને આખી રાત મોજ મઝામાં ગુજરી. બાદ સવારે બાદશાહ તથા વજીર પોતપોતાને ઘેર ગયા. એ પ્રમાણે ૩૨ મિત્રોએ એક એકથી ચઢતી ગોઠવાણ કીધી પછી—

**બાદશાહ**—વજીર હવે તારા દોઢ મિત્ર મને બતલાવ.

**વજીર**—નહિં બંદેનવાજ હું એમ નહિં માનું. પણ જાણો કે જ્યારે તમે બાદશાહ નહો—તમારૂં તખ્ત ખોઇ બંધીવાન થયા હો અને ત્યારે આ

તમારા મિત્રો તમારી મદદે આવી તમારે માટે તેમનો જાન માલ ખુરબાન કરે ત્યારે તો એ તમારા જાની મિત્રો ખરા.

**બાદશાહ**—અરે પણ એમ ક્યારે બને?

**વજીર**—બંદેનવાજ જો તમારી મરજી હોય તો હુ આપને કહું; પણ કહેવાની મારી જીકર ચાલતી નથી.

**બાદશાહ**—અરે વજીર તને કોનો ડર છે?

**વજીર**—બંદેનવાજ એ સઘળું તો ખરૂં પણ મને આપને એ કહેતાં મારી જીભ ઊપડતી નથી.

**બાદશાહ**—જ્યાં હું છું અને હું તને રજા આપું છું ત્યાં તારે કશી ફિકર કે ચિંતા કરવી નહિં તું તારો વિચાર સુખેથી દર્શાવ.

**વજીર**—ત્યારે તો બંદેનવાજ મારી એટલીજ અરજ છે કે આપ મને આપનું થોડું એક લશ્કર આપો હું તે લઇ આપના શેહેરપર ચઢી આવું અને વળી એવી પણ ગોઠવણ રાખવી કે જ્યારે હું તે લશ્કર લઇ આપના શેહેરપર ચઢી આવું ત્યારે તમારે તમારા એ મિત્રોને કહેવડાવવું કે કોઇ દુશ્મન ચઢી આવ્યો છે માટે તમારાં માણસો સહિત હથીઆર લઇ મદદે આવવું. તેઓ આવે તો ઠીકજ છે નહિં તો પછી તમારે સરણ થવું અને હું આપને એક રાજ્ય કેદી માફક રાખું ત્યારે આપના મિત્રો

આપને કેવા અને કેવી રીતે ચાહે છે તે તમો જોશો. અને ત્યારે આપની ખરેખરી ખાત્રી થશે.

**બાદશાહ**—બહુ સારૂં. એમ કહી પોતાના લશ્કરનો કેટલોક ભાગ વજીરને સ્વાધિન કીધો ને બીજે રસ્તે ફોજ લઇ ચઢવાનો ઠરાવ કીધો.

ઉપલી ગોઠવાણ મુજબ વજીર લશ્કર લઇ બાદશાહ ઉપર ચઢયો ત્યારે તે બાદશાહે પોતાના ૩૨ મિત્રોને પોતાના માણસો સહિત હથીઆર લઇ દુશ્મનની સાંમે લડવાનું કેહેવડાવ્યું. એક પછી એક જાસુસો મોકલ્યા પણ જાણેજ છો કેની. શુનતે હેજ કોણ. તેમ તેઓ તો સૌસૌની ફીકરમાં પડયા. મદદમાં તો જાણજ સાંના. આખરે ઠરાવ મુજબ લડાઇ શીરૂ થઇ તેમાં બાદશાહનાં લશ્કરનાં કેટલાંક માણસ નાશી ગયાં અને આખરે બાકી રહેલું લશ્કર શરણ થયું અને પછી બાદશાહને રાજય કેદી બનાવ્યો. તોપણ તેમના મિત્રો માનો એક પણ સાનો તેની સામુંએ જુએ. એથી ઉલટા તેઓ તો આ જીતનાર નવા બાદશાહની ખુશામતમાં પડયા—પછી વજીર બાદશાહને એકાંતમાં મળ્યો અને કહ્યું કે કેમ? જોયું આ તમારા મિત્રો !!! આથી બાદશાહની પણ ખાત્રી થઇ ગઇ. આ સઘળું આગળની ગોઠવાણ મુજબ ફક્ત મિત્રતાની નેકી જોવા બદલ કરવામાં આવ્યું હતું તથી પાછો થોડે દીવસે એવો બનાવ બન્યો કે બાદશાહ હતો તે બંધીખાનામાંથી છૂટી પાછો ગાદી ઉપર આવ્યો વજીર વજીરની જગાએ ગયો. એટલે પછી પૂછવાની વાતજશી. પેલા ખુશામતીઆ નાની (મતલબીઆ) મિત્રો તો ઝાંખા ઝપ પડી ગયા. પછી બાદશાહે તેઓને પોતાની ક-

ચેરીમાં બોલાવ્યા. તો પછી તેઓ નીચેથી ઊંચુ જુએજ શાના. પણ બાદશાહ દયાળુ હતા તેથી તેઓને બીજી કશી શિક્ષા ન કરતાં એટલુંજ કહ્યું કે જાઓ તમો તો ખરેખરા નાની મિત્ર ઠર્યા. જાઓ હવે પછી મને તમારૂં મ્હો બતલાવશો નહીં. એમ કહી તેઓને વિદાય કીધા. પછી.—

**બાદશાહ**—વજીર હવે મને તારા ૧॥ મિત્ર બતલાવ. હું તારા દોઢ મિત્ર જોવા ઘણો ઈંતેજાર છું.

**વજીર**—જાંહાંપનાં પણ એ પેહેલાં મારે આપની સાથે કંઇ ગોઠવાણ કરવી જોઇએ તે એકે આપે મને રાજ્ય વિરૂદ્ધ ધુનો કર્યા બદ્દલ ધુનેગાર ઠેરવો મારી સઘળી મિલ્કત જપ્ત કરવી અને તેની સાથે એક લાખ રૂપીઆ દંડ કરવો અને દંડ ન આપે તો બીજેજ દીવસે મોતની શિક્ષાનો હુકમ કરવો અને તે દરમ્યાન મને હાથે ને પગે બેડીઓ પેહેરાવી કેદમાં મોકલવો. હવે મારી સઘળી મિલ્કત જપ્ત થશે અને હું કેદી થઇશ એટલે મને કોઇ ધીરનાર કોણ નિકળશે ? ત્યારે આપને મારા મિત્રની ખરી પરિક્ષા જોવાનો વખત આવશે પણ હે જાંહાંપનાં એમ કરવામાં પણ કંઇ તદબીર કરવી જોઇએ જે વીશે આપને કેહેવાની મારી જીભ ઉપડતી નથી.

**બાદશાહ**—હું તને સઘળી રીતે રજા આપું છું. તારે જે કેહેવું કે કરવું હોય તે સુખે કહેવું.

તથા કરવું તારે કશી રીતનો ડર રાખવો નહિં.

**વજીર**—ઝાંહાંપનાં ત્યારે તો મારી એટલીજ અરજ છે કે મને કેદ કીધા પછી આપે તે જગ્યાએ મારી પાંસે આવવું પછી આપ સિપાઇનો વેશ લઇને મારી સાથે આવશો તો હું આપને મારા મિત્રને ત્યાં તેડી જઇશ ત્યારે આપની મારા મિત્ર વીશે પક્કી ખાત્રી થશે તે શિવાય બને એમ નથી.

**બાદશાહ**—બહુ સારૂં.

ઉપલા ઠરાવ પ્રમાણે બાદશાહે બીજેજ દીવસે વજીરના ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુનો કર્યાનું તોહોમત મૂકી કામ ચલાવી વજીરને ગુનેગાર ઠેરવ્યો. તેની સઘળી મિલ્કત જપ્ત કીધી. અને વળી એક લાખ રૂપીઆ દંડ પણ કીધો. અને દંડ ન આપે તો બીજેજ દીવસે મોતની શિક્ષા કરવામાં આવશે એવી રીતનો હુકમ કરી વજીરને હાથે અને પગે બેડીઓ પેહેરાવી બંધીખાને મોકલ્યો. સાંજ પડી ત્યારે બાદશાહ પોતે આગલા ઠરાવ મુજબ વજીરની પાંસે બંધીખાનામાં ગયો અને સિપાઇનો વેશ લઇ વજીર આગળ અને બાદશાહ પાછળ. વજીર બંધીવાન થયો હતો તેથી તેને હાથે અને પગે બેડીઓ પેહેરાવેલી છે એવી સ્થીતિમાં તેઓ બંને જણ ચાલ્યા; આગળ ચાલતાં એક સોદાગરનું ઘર આવ્યું ત્યારે વજીરે બાદશાહને કહ્યું. ઝાંહાંપનાં આ મારા મિત્રનું ઘર છે ઉપર જઇને મારી બાબતમાં ખબર આપો કે વજીર બંધીવાન થયા છે અને તેઓ અહીં આવ્યા છે. બાદશાહ તે ઉપરથી સોદાગરના ઘરમાં ગયો. તે એક માળ ચઢયો બીજો

ચઢયો એ પ્રમાણે સાત માળ ચઢયો તો સોદાગર પોતાની સ્ત્રી સાથે હીંચકા ઉપર બેસી હીંઢોળા ખાતો હતો તે વખતે બાદશાહે જેણે સિપાઇનો વેશ લીધો હતો તેણે વજીરની હકીકત વજીરના કહેવા મુજબ તે સોદાગરને કહી તે સાંભળી સોદાગર તો કઇપણ વિચાર કર્યા શિવાય હાંફલો ફાંફલો હીંચકા ઉપરથી ઉઠયો અને પોતે જેની સ્થીતિમાં હતો તેવોને તેવોજ (બીજાં લુગડાં બદલ્યા વગર) એકદમ એક પછી એક એમ સાતે માળ ઉતરી પડયો. અને નીચે જઇ જોયું તો ખરે. વજીરને બંધીવાનની સ્થીતિમાં જોયો. તે વખત તેને બીજી કંઇપણ હકીકત ન પૂછતાં ઉપર તેડી ગયો, જ્યાં તેની સઘળી હકીકત સાંભળી વાકેફ થઇને તે બાદશાહ ઉપર ઘણો ઘુસ્સે થયો અને બોલ્યો કે બાદશાહે ને એની મિલ્કત જપ્ત કરી ડંડ કરવો હતો તો તે બાબત શેહેરમાં કાંઇપણ ખબર આપવી હતી તેમાંનું તો કશું કીધું નથી પણ ડીકજ છે તારે કશી ફિકર કરવી નહિં. હું છું અને બાદશાહ છે આ મારી સઘળી મિલ્કત કોની છે? હું મારૂં સઘળું વતન, મારૂં ઘર, મારાં છોકરાં સૌ તારાંજ છે. સઘળું વેચી ખેદાન મેદાન કરી તારી વતી એક લાખ રૂપીઆ દંડ ભરવા હું તૈયાર છું તું બે ફિકર રેહેજે. કાલે સવારમાં બાદશાહને ત્યાં આવી તારી વતી એક લાખ રૂપીઆ દંડ આપવા હું બાદશાહને મુચરકો લખી આપીશ. એમ કહી પોતાની સ્ત્રી જે તે વખતે ત્યાંજ હાજર હતી તેને હુકમ કીધો કે વજીર સાહેબ બંધીખાનામાંથી આ સિપાઇની સાથે આવ્યા છે એને ભૂખ લાગી હશે માટે જલદી રશોઇ તૈયાર કર, કે એને જમાડી વિદાય કરીએ. તે સ્ત્રીએ તુરત રશોઇ તૈયાર કરી પછી સોદાગર, વજીર, તેની સ્ત્રી, તથા છોકરાં સૌ એક ભાણે બેસીને જમ્યાં. પેલા સિપાઇને પણ જમાડયો પછી વજીર અને

સોદાગર હીંડોળે બેઠા. પેલી સ્ત્રીએ તેમને પાન સોપારી આપ્યાં અને પછી તેમને હીંચકા પણ નાખ્યા. થોડી વાર વાતચીત થયા બાદ વજીરે રજા માંગી ત્યારે વિદાય થતી વખતે પેલો સોદાગર નીચે સુધી મૂકવા આવ્યો. છૂટા પડતી વખતે તેણે વજીરને કહ્યું કે કંઇ ફિકર કરશો નહિં. હું સવારમાં બાદશાહને ત્યાં આવી ઠીકજ કરીશ. બાદ વજીર અને બાદશાહ કે જેણે સિપાઇનો વેશ લીધો હતો તેઓ ચાલ્યા. વજીર બંધીખાનામાં ગયો અને બાદશાહ પોતાને ઘેર જઇ સૂતો. પણ તેને નિરાંતે ઉંઘ આવી નહીં આખી રાત જેમ તેમ કરતાં કાઢી. કારણ તેનું મન વજીરના મિત્રની કેવી નેકી છે તે જોવા બદલ ઇંતેજાર હતું. બાદ સહુવારનું પોહોર થયું. દશને અમલે બાદશાહ કચેરી ભરી બેઠો. અને વજીરને બંધીખાનામાંથી બોલાવી મંગાવ્યો અને કહ્યું કે કેમ? એક લાખ રૂપીઆનું શું કીધું?

**વજીર**—એક કલાકમાં એ બદલ ગોઠવણ થશે. એ પ્રમાણે ભાંજગડ ચાલે છે એટલે પેલે સોદાગર ત્યાં આવી પોહોંચ્યો અને બાદશાહને અરજ કરી કે હે ઝાંહાંપનાં આ વજીરે શું ધુનો કીધો છે?

**બાદશાહ**—એ વજીરે રાજ્યવિરૂદ્ધ ધુનો કીધો છે અને તે કામમાં એ ધુનેગાર ઠર્યા છે માટે એની સઘળી મિલ્કત જપ્ત કરી એક લાખ રૂપીઆ દંડ કીધો છે. અને જો એ દંડ ન આપે તો હમણાંને હમણાંજ એને મોતની શિક્ષાનો ઠરાવ છે.

**સોદાગર**—બંદેનવાજ એની વતી એક લાખ રૂપીઆ દંડ આપવા હું તૈયાર છું. અને તમો ફરમાવો તો હું હમણાં મુચરકો લખી આપું અને દીન ૨૦ની અંદર એ લાખ રૂપીઆ હું ભરૂં.

**બાદશાહ** (સઘળી બીનાથી માહિત હતો તેથી)—મુચરકો બુચરકો જોઇતો નથી અને એક ઘડીની પણ મુદત આ કામમાં ચાલે એમ નથી.

**મુશાફર**—ત્યારે તો આપ મારો મેહેલ જપ્ત કરો, મારૂં વતન જપ્ત કરો, તે સઘળું તુરતા તુરત હરાજ કરી વસુલ કરો પણ આ મારા મિત્ર વજીરનો જીવ ઉગારો.

આ ઉપરથી બાદશાહે તુરતા તુરત તે સોદાગરની સઘળી મિલ્કત તેનાં ઘરબાર સઘળું હરાજ કરી એક લાખ રૂપીઆ વસુલ કીધા. અને વજીરને છૂટો કીધો. પછી વજીર અને સોદાગર સાથે ગયા. એક બીજું ઘર ભાડે લઇ સોદાગર પોતાની બૈરી છોકરાં સાથે તેમાં રહ્યો. પછી બાદશાહે બીજે દીવસે વજીરને પોતાની પાસે ખાનગી રીતે મુલાકાતે બોલાવ્યો અને વજીરને પૂછ્યું કે કેમ એ તારો કયો મિત્ર?

**વજીર**—બંદેનવાજ એ મારો અડધો મિત્ર. આ સાંભળી બાદશાહ તો ઘણો વિચારમાં પડયો, અને મન સાથે કહેવા લાગ્યો કે અરે આ મિત્ર જેણે એને સારૂં પોતાનું ઘર, વતન, વીગેરે સઘળું ખેદાન મેદાન કીધું તે એનો

અડધો મિત્ર તો એનો આખો મિત્ર તો કેહે-
વો હશે. માટે ફરીથી.

**બાદશાહ**—વજીર તું મને તારો આખો મિત્ર બતલાવ.

**વજીર**—ઝાંહાંપનાં એમ બનવાને માટે પણ આપે
આગળની માફકજ કરવું જોઇએ. કારણ તેમ
કીધા શિવાય આપની ખરેખરી ખાત્રી થાય-
જ નહીં. માટે તેજ પ્રમાણે કરવું એ બેહેતર છે.

**બાદશાહ**—ઠીક ત્યારે તો. એમ કહી ગયા.—
બીજે દીવસે આગળની માફકજ વજીરના ઉપર અપરાધ મૂકી ધુનેગાર ઠેરવી તેજ પ્રમાણે શિક્ષાનો હુકમ કીધો. અને આગ-ળની માફકજ બાદશાહ તે વજીરની પાંસે બંધીખાનામાં ગયો અને પોતે સિપાઇનો વેશ લીધો. બાદ વજીર અને બાદશાહ ચાલ્યા. ચાલતાં ચાલતાં છેક શેહેરના કોટ બહાર આવ્યા. ત્યાં એક નાની સરખી ઝુંપડી આવી ત્યારે વજીરે આંગળી કરીને કહ્યુ કે આ મારા આખા મિત્રનું ઘર છે. માટે આપ અંદર જઇને આગળની માફકજ મારી બાબતમાં ખબર આપો. તે ઉપરથી વજીરના કહેવા પ્રમાણે બાદશાહ અંદર ગયો, અને જોયું તો એક સિપાઇ જેણે તુરત કોસંબો ચઢાવેલો છે અને કોસંબાની લેહેરમાં ઝૂરે છે અને ઝૂરતો ઝૂરતો રોટલો બનાવતો હતો તેવી વખતે બાદશાહે તેને આ બાબતની ખબર આપી. પેલા તિસ્મારખાં એ સાંભળ્યું કે તુરત બોલ્યો કે હેં! વજીર! વજીરને બાંધિવાન કીધો છે? એવોતે બાદશાહ કોણ બે માથાં ધરાવે છે કે મારા મિત્રને બંધીવાન કરે? મેં અબી જાકર બાદશાહકા શીર કાટ લાતા હું એમ બોલતો બડબડતો ફડકડતો રોટલો ઘડતો પડતો

મૂકી ફેડ કમર બાંધી તલવાર નાગી હાથમાં લઇ બહાર નીકળ્યો. બહાર આવી જોયું તો ખરે વજીરની તેવીજ સ્થીતિ જોઇ. તે ઉપરથી તેનામાં જુસ્સાએ આવેશ તો પ્રથમથીજ કીધો હતો અને આથી વધારે થયો અને તે ફરીથી મેં અભી જાકર બાદશાહકા શીર કાટ લાતા હું એમ મોટેથી બોલ્યો અને એવી તો ગર્જના કીધી કે તે સાંભળી બાદશાહના તો હાંજાંજ નરમ થઇ ગયા અને મન સાથે કહેવા લાગ્યો કે કદાચ આ વ-જીર એમ કહેશે કે આ બાદશાહ છે. તો મારી તો હમણાં ને હમણાંજ આખર આવી રહી. પણ એમ કરવાનો વજીરનો નેમ નહોતો. એ તો સ્પષ્ટજ છે કે વજીરનો નેમ બાદશાહને પોતાના મિત્રની પરિક્ષા કરી બતલાવવાનો હતો. વળી આ માણસને વજીરને બંધીવાનની હાલતમાં જોઇ એટલો તો ક્રોધ ચઢયો કે તેણે બાદશાહનો ઘણી પ્રકારે તિરસ્કાર કીધો. એટ-લુંજ કરી તે બેશી રહ્યો નહીં. વજીરે તેનો જુસ્સો નરમ પાડવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ તે સૌ વ્યર્થ ગયાં. તે લાગલોજ રાજ્ય મેહેલતરફ ઉઘાડી તલવારે ધસ્યો. આ માણસને આવો વિક્રાળ સ્વરૂપે આવતો જોઇ રાજ્ય મેહેલના કોઇ રખવાળની તેની સાંમે થવાની હિમ્મત ચાલી નહીં. તેઓ તો સઘળા છાનામાના બેસી રહ્યા. આખરે પેલો તિસ્મારખાં તો રાજ્ય મેહેલનો એક માળ ચઢયો બીજો ચઢયો એ રીતે છ માળ ચઢયો. જ્યાં આગળ એક સુ-નાનો છપર પલંગ તેણે જોયો. તે ઉપર મોતીની ભરેલી ચાદર ઝુલી રહી હતી. અને અંદર હીરા માણેક વગેરે જડીત તેથી ઝાક ઝમાળ થઇ રહ્યો હતો. તે ઉપરથી તેણે જાણ્યુ કે ખરે આજ રાજાનો પલંગ હશે. હવે બાદશાહ આ પ્રમાણે બહાર ગયા

હતા. તેથી તેનો બોડીગાર્ડ બાદશાહનો શરિરરક્ષક તે પલં-ગપર સૂતો હતો. તેનું માથું તલવારથી કાપી દોરડીએ બાંધી લટકતે માથે તેને વજીર પાંસે લઇને આવ્યો અને કેહેવા લા-ગ્યો કે આ મેં જાકર બાદશાહકા શીર કાટ લાયા. અબી તેરેકુ કુચ ફિકર કરનેકી રહી નહિં. એમ કહી વજીરના હાથ પગની બેડીઓ તોડી નાખી. બાદશાહ આ જોઇ ઘણું આશ્ચર્ય પા-મ્યો. તેના મનમાં અનેક અંદેશા ઉપ્તંન થયા પણ જાણોજ છો કેની. "કબજ રાજા અને મુલકટેંટૅ" તે પ્રમાણે એના મનમાં તો એમ કે ક્યારે અહીંથી છૂટીએ. પણ વજીરને પેલો તિસ્મા-રખાં રજા આપે ત્યારે કે? પછી પેલા તિસ્મારખાંએ પોતે રોટ-લા બનાવ્યા. વજીરને અને સિપાઇને (રાજાને) ખવડાવ્યા બાદ થોડી ઘણી વાત ચીત થયા પછી વજીરે રજા માંગી. છૂટા પડતી વખતે તે તિસ્મારખાંએ તે વજીરને કહ્યું કે વળી કાંઇ કામકાજ હોય તો સુખેથી કહેજો. હું શીરને સાટે આપનું કામ બજાવવા તૈયાર છું. ત્યાંથી બાદશાહ બાદશાહને મુકામે ગયા અને વજીર વજીરને ઘેર ગયો. કારણ વજીરને જે કેદ કરવામાં આવ્યો હતો તે તો ફક્ત તેના મિત્રો-ની પરિક્ષા કરવાને ખાતરજ કરવામાં આવ્યો હતો. હવે બાદશાહને રસ્તે ચાલતાં અનેક વિચાર ઉપ્તંન થયા હતા કે એ કોનું મા-થું કાપી લાવ્યો હશે. પોતાના મેહેલ સુધી જતાં તેને વિચાર માં ને વિચારમાં ઘણો વખત લાગ્યો. જ્યારે તે પોતાના મેહે-લમાં ગયો અને પોતાના પલંગ તરફ જોયું તો પોતાના બોડી-ગાર્ડનું ધડ પડેલું દીઠું. ત્યારે તે બાદશાહ વિચારવા લાગ્યો કે કદાચ હું વજીરની સાથે ન ગયો હોત, અને વજીર આવી

સ્થીતિમાં એકલો ગયો હોત તો મારા આજ હાલ એ કરત. એ તો ખરેખરો એનો જાની મિત્ર એ નિર્સંદેહ છે. પછી બાદશાહે પોતાના બીજા દ્વારપાળોને બોલાવ્યા અને પુછ્યું કે તમો અહીંઆં શું કામના છો? આ મારા ગાર્ડનું માથું કોણ કાપી ગયું! એ કેવી નવાઇ!!! કે આ તમારા આટલા બધાની ચોકીમાંથી કોઇ આ પ્રમાણે માથું કાપી જાય ત્યાં સુધી કોઇ સંભાળજ ન રાખે! વળી તેમને ઘણો ઠપકો દીધો. બાદ પોતાના રક્ષકની લાસ તુરત દફ્ણાવાનો હુકમ કીધો; તેથી તેનાં માણસો તુરત તે લાસ લઇ ગયા. અને તે વગે કીધી. પછી તે બાદશાહ બીજા પલંગપર જઇને સૂતો પણ તેને ઊંઘ શાની આવે? જેમ તેમ કરતાં વિચારમાં ને વિચારમાં રાત કાઢી. બીજે દીવસે બાદશાહે દરબાર ભર્યો અને પોતાનો વજીર પેલો સોદાગર અને તિસ્મારખાંને બોલાવી મંગાવ્યા. ભર દરબારમાં બાદશાહે પોતાના વજીરની તેમજ સોદાગર જેણે પોતાના વજીરને માટે ઘરબાર વતન વિગેરે ખેદાન મેદાન થવા દીધાં તેની તથા પેલા તિસ્મારખાંની ઘણી પ્રસંશા કરી વજીરને વજીરાતપર કાયમ રાખ્યો, સોદાગરને તેનાં ઘરબાર તથા વતન વિગેરે પાછાં આપ્યાં અને તિસ્મારખાંનને પોતાનો બોડી ગાર્ડ બનાવી વજીર, સોદાગર અને તિસ્મારખાં એ ત્રણેને ભારે સરપાવ કીધો—અને પેલા જુના રખવાળોને બરતરફ કરી નવા રખવાળો રાખ્યા. આ વાત ઉપરથી નીચેની બીના વીશે વાંચનારાઓએ પોતે ખ્યાલ કરવો ઘટે છે.

૧લું. બાદશાહના ૩૨ નાની મિત્ર તથા તેમનું ઉપલગ હેત.

૨જું. વજીર કે જેણે પોતાના દોઢ મિત્રોની પરિક્ષા કરવામાં તેમને કશી પણ ચેતવણી આપી નહીં તે આખર સુધી એ બાબતમાં વજીરની ઘંભીરતા તથા તેમના દોઢ મિત્રનો તેને માટેનો ખરો પ્રેમ તથા વજીરનો તેમને વિશેનો દૃઢ વિશ્વાસ.

૩જું. બાદશાહ—કે જેણે પોતાના ૩૨ નાની મિત્રોનો, ત્યાગ કીધો અને વજીરના દોઢ મિત્રો તથા તેમની સાચી દોસ્તીને માટે આપેલો બદલો.

આ વાત ઉપરથી નીચે પ્રમાણે કહેવત બને છે.

"નાની મિત્ર બહોતહે પણ જાની મિત્ર કોઇ એક."



# જાહેર ખબર.

હમારી દુકાનમાં નીચે મુજબનો સામાન એકજ ભાવથી તથા રોકડી કિંમતે મળશે.

અંગ્રેજી દવાઓ, સ્ટેશનરી, કટલરી, ચકરી બાંધેલી પુના તા૦ મુંબાઇની પાઘડી, ગ્લાશ કામ, આ, મીણબત્તીઓ, બરણીઓ વિગેરે.

વેચનાર ફક્ત.

શેઠ. રામશંકર ગોવિંદરામ જાની.

અંગ્રેજી દવા તા૦ પરચુરણ સામાન

વેચનાર.

સુરત, કણપીઠ બજાર.

# જાહેર ખબર.

આ ચોપડી સુરત કણપીઠ બજારમાં શેઠ રામશંકર ગોવિંદરામ જાનીની અંગ્રેજી દવા તથા પરચુરણ સામાન વેચનારની દુકાનેથી રોકડી કિમ્મતે મળશે.

